# સામાયિક સૂત્ર

( અર્થ તથા સંવાદો સહિત )


લેખક અને પ્રકાશક :

મગનલાલ હરજીવન ચીતળીઆ.

જૈનબુકસેલર, માંગરોળ—(કાઠીઆવાડ)

દરેક જાતનાં પુસ્તકો મળવાનું ખાત્રી-
લાયક સ્થળઃ—

મંગળજી હરજીવન ચોતળીઆ,

જનરલબુકસેલર, માંગરોળ-કાઠીઆવાડ.

## સુધારો.

પાનું ૫૧, લીટી ૧૧, સામાયિવસ્સ ને બદલે **સામાયિયસ્સ સઇ** અને

પાનું ૫૧, લીટી ૧૪, સામાયિયસ્સ સઇ ને બદલે **સામાયિયસ્સ** વાંચવું.

कल्लाण कम्माण न मोख अत्थी.

श्री

# સામાયિક સૂત્ર.

( અર્થ તથા સંવાદો સહિત. )


લેખક અને પ્રકાશક,

મંગળજી હરજીવન ચિતલિયા.

જૈન બુકસેલર, માંગરોળ-કાઠિયાવાડ.

( સત્યપ્રકાશ ભા. ૧ ને ૨; વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૧ ને ૨; રાગ દ્વેષનું સ્વરૂપ: પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદોવાળું; મનહરમાળા, ઇત્યાદિના કર્ત્તા. )


કિં. રૂા. ૦-૧-૯

दुलहे खलु माणुसे भवे.

याद्रशी भावना यस्य सिद्धोर्भवती ताद्रशी.

—દ્રષ્ટિ કરો—

હીંદનું ખરૂં જવાહીર વ્હેમો રૂપી ધુમ્રમાં જંખીત બની પોતાની પૂર્વ જાહોજલાલીથી અત્યારે રહીત બનેલ છે. તે ખરેખર આપણુને શરમાવનારી બીના છે, કારણુ કે હીંદ માતાના પનોતા પુત્ર બની અસત્ય વહેમોના વારી પ્રવાહમાં તણાઇ જવું એના જેવી કૃતઘ્નતા બીજી કઇ હોઇ શકે ? ઉકત જનુની અત્યારે કેવી સ્થિતિમાં સડયા કરે છે તે જાણુવું હોય તો-

# વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય

ભાગ ૧ અને ભાગ ર

જરૂર વાંચો.

દરેક ભાગની કિં. એક એક રૂપીયો.

લખો-મંગળજી હરજીવન ચીતલીઆ.
જૈન બુકસેલર, માંગરોલ-કાઠિયાવાડ.

# અર્પણ.

મહુમ પૂજ્યપાદ મહાત્મા રત્ન શ્રી ૭
સુંદરજી સ્વામી. (ગોં. સં.)

કૃપાળુ ગુરૂવર્યશ્રી ?

આપે રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિનો ક્ષય કરી, પવિત્ર જૈનધર્મની સંપૂર્ણ સેવા બજાવી છે; સત્યના અવલંબી બની જાહેર હિમ્મત વડે કેટલાક સડાઓ દૂર કરવામાં, સ્વાત્મભોગ આપેલા છે; અને વિશાળ દ્રષ્ટિથી એક બીજાનાં વિચારોની આપ લે કરી, જૈનેત્તર વિદ્વાનોનાં હૃદયમાં જૈનધર્મની સ્તુત્ય છાપ બેસાડી છે. ઇત્યાદિ સદ્ગુણોથી આકર્ષાઇ, આ ધાર્મિક નાનું પણ ઉપયોગી પુસ્તક, હું આપના અમર આત્માને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી. હું છું આપનો ઋણાનુબંધી;
મંગળજી હરજીવન ચિતલીયા.
જૈનબુકસેલર-માંગરોળ.

# હેતુ!

આધુનિક સમય પરત્વે સામાયિક વિષેન વાચમાં પુસ્તકો બહાર પડેલાં છે. એટલે મારો આ પ્રયાસ કાંઈક વધારે ઉપયોગી થાય એમ હું માનતો નથી.

નાના બાળકો એ ભવિષ્યની દોલત છે. વીરના સંતાનો છે; વીર છે એ વીરનાં બાળકોને વીરનું પોષક તત્ત્વ જો યથાર્થ રીતે ધીરવામા આવે, તો જરૂર એ વીર પરમાત્માનો તત્ત્વજ્ઞાન મય પ્રતિભાશાળી વારસો સાચવી શકે, એ નિઃસંદેહ વાત છે

આવા વીરો ઘડવા માટે, આપણી પાસે જૈનશાળા જેવી ઉત્તમ સંસ્થાઓ હયાતી ધરાવે છે. જે શિક્ષકોના હાથ નિચે એ વીર બાળકો પોતાનું જીવન ઘડી રહ્યા છે, તે શિક્ષકો જો જરા પ્રેમાળ બને, તો જરૂર આ દિશામા તે ઘણું સારૂં કામ કરી શકે તેમ છે, એ અનુભવ સિદ્ધ વાત છે.

આજે એક શાળા શિક્ષક તરીકે, વીસ વરસના બહોળા અનુભવે મને શિખવ્યું છે કે, બાળકોના નિર્દોષ હૃદયભૂમિમા ગમ્મતની સાથે જ્ઞાનનું આરોપણ કરી, તેનામાં

રહેલી જીજ્ઞાસુ બુદ્ધિને ખિલવવા માટે, પ્રેમાળ ભાવથી જે કાંઇ ભગીરથ પ્રયત્ન ખેડવામાં આવે; તે પ્રયત્ન કદિ પણ નિષ્ફળ જતો જ નથી. આ એક મારી પોતાની માન્યતા છે.

મારી ઉક્ત માન્યતાના અંગે આ પુસ્તકની હયાતી છે. આપણાં વીર બાળકો આ વિષય પરત્વેનું, તેવું ઉંડું જ્ઞાન ગમ્મતની સાથે લેતાં શિખે, એ ધારણાંથી મેં જ્યારે આ પુસ્તકની પહેલી આવૃત્તિ લખીને બહાર પાડી, ત્યારે મને ખ્યાલ પણ નહોતો કે, હું આની બીજી આવૃત્તિ જુજ વખતમાં બહાર પાડી શકીશ. આજે ચોથી આવૃતિ ઘણાં જ સુધારા વધારા સાથે બહાર આવે છે, એ જ તેની ખરી ઉપયોગતાનું સાચું પ્રમાણપત્ર છે.

મારા વિદ્વાન મિત્ર, સેવાપ્રેમી ભાઇ ઘેલાભાઇ પ્રાણલાલ શાહ, કે જેઓ 'શ્રી જૈન સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલય—કલોલ.' ના ઑન૰ મેનેજર છે. તેઓશ્રીએ આ પુસ્તક પોતાની મારફત છપાવી આપવા માટે. અને પ્રુફો જોઇ આપવા માટે, તેમજ તેને વિશેષ આદર્શ બનાવવા માટે, સેવાભાવથી જે તકલીફ લીધી છે, તેને માટે હું તેઓશ્રીનો આ સ્થળે ખાસ અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

લી૰ **મંગળજી હરજીવન ચિતલીયા.**
જૈન બુકસેલર—**માંગરોલ**—કાઠીયાવાડ.

અમોએ લખેલ પુસ્તકો પૈકીનાં " સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત, " અને " પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત. " એ બન્ને પુસ્તકો માટે જાહેર પત્રો અને વિદ્વાનોએ આપેલા થોડાએક

# અભિપ્રાયો.

---

" શ્રી સ્થાનકવાસી જૈન " પાક્ષિક પત્ર, વર્ષ ૪ થું, અંક ૮ મો. સં. ૧૯૮૨ જુન સને ૧૯૨૬. જણાવે છે કે,–

શ્રી સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત; તથા પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત. લેખક અને પ્રકાશક મંગળજી હરજીવન ચિતલીઆ. જૈન શાળા શિક્ષક–માંગરોળ કિં. ૦–૧–૦; અને પ્રતિક્રમણ સૂત્રની કિં ૦–૬–૦

ભાઇ ચિતળીઆ આપણી કોમનાં ઉગતા સારા લેખક છે. જૈનશાળા શિક્ષક તરીકેનો ઘણાં વર્ષોનો સારો અનુભવ ધરાવે છે. વિદ્યાર્થિઓને ધાર્મિક શિક્ષણ સંપાદન કરવામાં કેવા પ્રકારની મુશ્કેલીઓ નડે છે; તેનો અનુભવ સારો હોય એમ જણાય છે. આ સામાયિક અને પ્રતિક્રમણ

સૂત્રમાં સંવાદોની નવી શૈલી દાખલ કરી છે. દરેક પાઠને અંતે એકેક સંવાદ મુકયો છે. આ સંવાદથી દરેક પાઠનો હેતુ, મતલબ બહુ સરળતાથી સમજી શકાય છે. હાલમાં વાંચનમાળાની સિરીઝ સબંધે ઉહાપોહ થઇ રહ્યો છે. અને તે તૈયાર કરવામાં શતાવધાની, કવિવર્ય વિગેરેનાં નામો સૂચવાય છે. અને આપણને હજુ મોટા ગણાતા નામોનો મિથ્યા મોહ છે. વાંચનમાળાની સિરીઝ તો વિદ્યાર્થિઓની સાથે રહી, એમની મુશ્કેલી સમજી શકે એવા હાથે તૈયાર થવા પામે તો વધુ સફળતા મળે અને તેમાં ભાઈ ચિતળીઆ જેવા ઉત્સાહી અને ધાર્મિક શિક્ષણમાં રસ લેનારા ભાઈને યોગ્ય ઉત્તેજન આપી તૈયાર કરવામાં આવે તો ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે.

બધા સંવાદો વાંચી જોયા છે. વિદ્યાર્થિઓને ઉપયોગી, સાદા, સરળ અને મનોરંજક છે.

---

"જૈન પ્રકાશ" શ્રી સ્થા. જૈન કૉન્ફરન્સ ઓફિસની માલિકીનું સાપ્તાહિક પત્ર. વર્ષ ૧૩ મું. અંક ૩૭ મો. તા. ૧૯-૯-૨૬ જણાવે છે કે,—

સામાયિક વૃત્ત કિં ૦–૧–૦; અને પ્રતિક્રમણ સૂત્ર કિં. ૦–૬–૦ લેખક અને પ્રકાશક મંગળજી હરજીવન ચિતલીઆ.

આમાં વિશેષતા એ છે કે, દરેક પાઠોની નિચે સંવાદો મુકેલા છે. સંવાદોથી બાળકોનાં હૃદયમાં સારી શ્રદ્ધા બેસી જાય છે. એટલે સંવાદોવાળા પુસ્તકો આદણિય છે.

---

**પ્રસિદ્ધ વક્તા મુનિ મહારાજશ્રી જેઠમલજી સ્વામી** ( લિ. સં. ) સં. ૧૯૮૩ નાં શ્રાવણ સુદ ૩ શુક્રવારને રોજ રામપુરાથી લખે છે કે,—

માસ્તર મંગળજી હરજીવન ચિતળીઆ, મુ. માંગરોળ.

મહાશય ! તમારા તરફથી ચોપડીઓ બે પૈકી એક પડિક્કમણાની અને એક સામાયિકની, એમ બન્ને સાથે અભિપ્રાયાર્થે મળ્યા. જે સહર્ષ સ્વિકારવામાં આવ્યાં. મનન કરતાં ઉક્ત પુસ્તકમાં વિશેષ સાથે નૂતનતા એ જોવામાં આવી, કે તેમાં ગમતની સાથે જ્ઞાન આપે તેવી શૈલીયુક્ત સંવાદો દરેક આવશ્યક અને પાઠનાં અંતે દાખલ કરવામાં

આવ્યા છે. જે સંવાદોદ્વારા પુસ્તકનો સાર અને તેની ખરી જરૂરીયાત સાથે આવશ્યક ધર્મનું ખરૂં ભાન થાય છે. આજકાલ મોટો ભાગ પોતે શું બોલે છે? તે અર્થનાં અભાવે માત્ર પોપટીઆ જ્ઞાનની માફક ફોનોગ્રાફની પેઠે બોલી જાય છે. કિન્તુ તાત્પર્યથી અનાભિજ્ઞ હોવાથી તેને કિંવા શ્રવણ કરનાર શ્રોતાને તેમા જોઇએ તેવો રસ આવતો નથી. તેથી અર્થ શિખવા સાથે આ નવિ પદ્ધત્તિથી બાળકોને શિક્ષણ આપવામાં આવે તો જરૂર કંટાળ્યા વિના જ્ઞાન મળશે. સંવાદોની શૈલી પશ્ચિમનાં વાતાવરણમાંથી ઉદ્ભવી છે. અને તેની પૂર્વની પ્રજાએ એટલે આપણે અનુકરણ કર્યું છે. દરેક વિષયમાં દરેક માન તે પ્રજા ખાટી જાય છે. આપણાં નસિબમાં કેમ જાણે સર્જાયું જ ન હોય? રેસીટેશનની પ્રથમ શરૂઆત આપણી સમાજમાં પંડિતરાજ, કવિવર્ય, પ્રસિદ્ધ સમર્થ વક્તા નાનચંદ્રજી સ્વામિએ કરી સમાજને ખરો રસ ચખાડયો. ત્યાર પછી તેનું અનુકરણ ક્વચિત ક્વચિત થતું અવલોકવામાં આવે છે. પરંતુ આવી રીતે સામાયિક પાડકમણાની સાથે તેનાં સાર રૂપે ગુંથેલી સંવાદોની સંકલના આજે **પહેલ વહેલી** જ જોવામાં આવે છે, જે જોઇ ઘણો આનંદ થાય છે અને તેનો સવિશેષ

પ્રચાર થવા સાથે દરેક જૈનશાળા છુટથી તેનો લાભ લીયે તેમ અમો ઇચ્છીએ છીએ. સુજ્ઞેષુ કિં બહુના.

**જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામિના હુકમથી**
**મુનિશ્રી જેઠમલજી.**

---

શ્રીમાન યોગનિષ્ટ મુનિ મહારાજ **શ્રી ગિરધરલાલજી સ્વામી** ( ગો. સં. ) ધ્રોળથી સં. ૧૯૮૩ નાં ભાદરવા સુદ ૧૧ ને રોજ લખે છે કે—

તમારા તરફથી સામાયિક અર્થ સંવાદોવાળું પુસ્તક એક, તથા પ્રતિક્રમણ અર્થ સંવાદોવાળું પુસ્તક એક, એમ બે પુસ્તકો અભિપ્રાય અર્થે મળ્યા. આ પુસ્તકોમાં દરેક સંવાદો ઘણી જ સારી શૈલીથી લખાએલ છે. અને તેથી બાળકોને સારૂં જ્ઞાન ગમતની સાથે મળી શકે તેમ છે. ગોખણીયા જ્ઞાન કરતાં આવી શૈલીથી બાળકોને જ્ઞાન આપવામાં આવે તો વધારે પ્રકાશ થવા પામે. સંવાદોની શૈલી એવી તો અનુભવ જ્ઞાનથી રચવામાં આવેલ છે કે બાળકો તો શું પણ દરેક મોટી ઉમરનાં શ્રાવક શ્રાવિકાને પણ ઉપયોગી છે, તે વાંચવાથી સમજી શકાય છે. અહિંની જૈનશાળામાં

તમારા તે પુસ્તકોમાંના થોડાએક સંવાદો બાળકોએ તૈયાર કરી ભજવી બતાવેલ છે.

---

શ્રીમાન્ જ્ઞાન દર્શન પ્રતિપન્ન, **મુનિશ્રી માણેકચંદજી સ્વામી,** ( બો. સં. ) ધ્રાંગધ્રેથી તા. ૮-૯-૨૬ ને રોજ લખી જણાવે છે કે—

સામાયિક અર્થ સંવાદોવાળી, અને પ્રતિક્રમણ અર્થ સંવાદોવાળી એમ બે પ્રત મળી. આ બુકો ઘણી સારી, તેમજ નાનાં બાળકોને, તેમ જ સામાયિક પડિક્કમણનાં અભ્યાસિયોને, બહુજ ઉપયોગી અને ઘણું જ્ઞાન સંપાદન કરાવે તેવી છે. કારણ કે પ્રશ્નો તથા જવાબથી બુદ્ધિ ખીલે તેવું હોય, અભ્યાસ પણ સહેલાઈથી થોડા વખતમાં થઈ જવાપણું છે.

---

સ્વ૦ પ્રસિદ્ધ વક્તા **મુનિ મહારાજ શ્રી નાગજી સ્વામી** ( લીં. સં. ) કચ્છ-માંડવીથી તા. ૨૩-૮-૨૬ ને રોજ લખે છે કે—

તમારા તરફથી અભિપ્રાય અર્થે આવેલી સામાયિક અને પ્રતિક્રમણની એમ બે પ્રતો મળી છે. તેમાંનાં દરેક સંવાદો ઘણા ઉપયોગી અને બહુ સારા છે. આ દરેક સંવાદો જ્યાં જ્યાં જૈનશાળા અને કન્યાશાળા હોય ત્યાં ત્યાં વધારે ઉપયોગી થઇ શકશે.

---

પ્રસિદ્ધ લેખક **મુનિશ્રી આંબાજી સ્વામી** (ગો. સં.) પોરબંદરથી તા. ૪–૮–૨૬ ને રોજ લખે છે કે—

સામાયિક અને પ્રતિક્રમણની એમ બે ચોપડીયો મળી. આપે તે બાતર સારો પ્રયાસ કરેલો છે. જૈન ધર્માનુયાયી-ઓને વધારે ઉપયોગી છે.

---

સાહિત્ય રસિક, પ્રસિદ્ધ લેખક, મુનિ **મહારાજ શ્રી વિનયચંદ્રજી સ્વામી** ભાવનગરથી તા. ૨૫–૮–૨૬ ને રોજ લખે છે કે,—

તમારા તરફથી સામાયિક અને પ્રતિક્રમણની બુકો બે મળી છે. તેમાં સંવાદો બહુ સારા છે. જૈન બાળકોને ખાસ વિશેષ જ્ઞાન થવાનાં હેતુભુત છે. બુકો ઘણીજ સારી છે.

---

રા. રા. રાવસાહેબ ઠાકરસી મકનજી ધીયા જુનાગઢથી તા. ૨૦–૮–૨૬ ને રોજ લખે છે કે—

તમારા તરફથી સામાયિક અને પ્રતિક્રમણની અર્થ અને સંવાદોવાળી ચોપડીઓ બે મને મળી છે. તે બુકો નાના બાળકોને જૈનશાળામાં વાપરવા ઘણીજ ઉપયોગી છે, અને ઘણી જ સારી છે.

---

સ્વ૦ ઉત્સાહી બંધુ વનિચંદ પોપટભાઇ દફતરી મોરબીથી તા. ૨૪–૮–૨૬ ને રોજ લખે છે કે,—

તમારી સામાયિક તથા પ્રતિક્રમણની સંવાદોવાળી બે બુકો મને મળી છે. આ ચોપડીઓ માટે ઘણો પરિશ્રમ ઉઠાવી જે સંવાદો દાખલ કર્યા છે તે સ્તુતિપાત્ર અને ઉપ-યોગિ છે. આપ જેવા ઉત્સાહી જૈન યુવકને આપણી જૈન સમાજે મદદ કરી હોય તેમ મને જણાતું નથી. તે માટે ખેદ થયો છે.

---

સ્થા૦ જૈન કોન્ફરન્સ-સોરઠ પ્રાંત, પ્રાંતિક સેક્રેટરી શ્રીયુત **રા. રા. પુરૂષોત્તમ ઝવેરચંદ પારેખ** તા. ૧૭-૩-૨૬ ને રોજ લખે છે કે,—

તમારી સામાયિક અને પ્રતિક્રમણ અર્થ સંવાદોવાળી બે પ્રતો મને મળી છે. આ પુસ્તકોની શૈલિ **અસરકારક** અને આવકારદાયક તથા સહેલી છે.

---

વિગેરે વિગેરે ઘણાં સારા અભિપ્રાયો અતિ બહોળા પ્રમાણમાં અમોને મળેલા છે.

લી૦

**મંગળજી હરજીવન ચિતલીઆ.**

જૈન બુકસેલર.

**માંગરોળ બંદર**—( કાઠીયાવાડ )

ॐ

॥ अ, सि, आ, ऊ, साय, नमः ॥

# श्री सामायिक सूत्र.

---

## પાઠ ૧ લો.

### નમોક્કારનો.—પંચ પરમેષ્ટિને નમસ્કાર કરવા માટે.

નમો—નમસ્કાર હો.

અરિહંતાણં—ચાર ઘાતી કર્મનો ક્ષય કરનાર એવા શ્રીઅરિહંત દેવને.

નમો—નમસ્કાર હો.

સિદ્ધાણં—આઠે કર્મનો ક્ષય કરી, સકળ કાર્ય સિદ્ધ કરનાર, એવા શ્રી સિદ્ધ ભગવંતજીને.

નમો—નમસ્કાર હો.

આયરિયાણં-જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર. એ પાંચ આચાર પાળે, અને પળાવે, એવા શ્રી આચાર્યજીને.

નમો—નમસ્કાર હો.

ઉવજ્ઝાયાણં—૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૪ મૂળ, ૪ છેદ, અને ૧ આવશ્યક સૂત્ર ઇત્યાદિ સૂત્રાર્થ જાણે અને ભણાવે એવા શ્રી ઉપાધ્યાયજીને.

નમો—નમસ્કાર હો.

લોએ સવ્વ સાહુણં—આ મનુષ્યલોકને વિષે જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપનાં સાધનાર સર્વ સાધુજીને.



## સંવાદ નં. ૧. નમોક્કારનો.

શાંતિચંદ્ર—સ્નેહી બંધુ કાંતિચંદ્ર! આમ ઉતાવળા આપ કયાં પધારોછો?

કાંતિચંદ્ર—બંધુ! હું જૈનશાળે જાઉં છું. કેમ! આવવું છેને?

**શાંતિચંદ્ર**—છદ્ર ! આવડી નાની ઉમરમાં ધર્મનો બોજો લઇ ફરવું તે શું આપણાં માટે યોગ્ય છે? પણ બંધુ ! કહો તો ખરા કે, અહરનિશ ત્યાં જઇ આપ શું કરો છો ?

**કાંતિચંદ્ર**—ભાઇ ! આદર્શ જીવન માટે, સુસંસ્કારમય બાલ્યાવસ્થા, એ એક અતિ ઉત્તમ સાધન છે. હું રોજ ત્યાં જઈ ધાર્મિક જ્ઞાન ગ્રહણ કરૂં છું.

**શાંતિચંદ્ર**—કહો ત્યારે, હાલમાં આપ ત્યાં જઇ શું શિખો છો ?

**કાંતિચંદ્ર**—હું સામાયિક સૂત્રમાંનો પ્રથમ પાઠ, કે જે નમસ્કારનો છે; તે શીખું છું.

**શાંતિચંદ્ર**—સૂત્રકારે તે પાઠમાં કોને કોને નમસ્કાર કરવા માટેનું સૂચન કરેલું છે; તે આપ જાણો છો ?

**કાંતિચંદ્ર**—હાજી. એ અગમચેતી માર્ગદર્શક સૂત્રકારે, પંચ પરમેષ્ટિને નમસ્કાર કરવા માટેની એક કિમતી સૂચના, તે પાઠમાં આપેલી છે.

શાંતિચંદ્ર—પંચ પરમેષ્ટિને કયા કયા નામોથી સંબોધી શકાય છે? અને પ્રાધાન્યપણે તેનામાં રહેલા ગુણોનો સરવાળો કેટલો આવે છે? તે કૃપા કરી જણાવશો?

કાંતિચંદ્ર—ઘણી જ ખુશીથી. ૧ શ્રી અરિહંત દેવ; ૨ શ્રી સિદ્ધ ભગવાન; ૩ શ્રી આચાર્યજી મહારાજ; ૪ શ્રી ઉપાધ્યાયજી મહારાજ; અને ૫ શ્રી સર્વ સાધુજી મહારાજ. એ શબ્દો વડે પંચ પરમેષ્ટિને સંબોધવામાં આવે છે. અને તેઓમાં પ્રાધાન્યપણે રહેલા સદ્‌ગુણોનો એકત્ર સરવાળો ૧૦૮ નો આવે છે.

શાંતિચંદ્ર—તે સરવાળામાં આવે ૧૦૮ નો અંક કેવી રીતે મુકયો?

કાંતિચંદ્ર—શ્રી અરિહંત દેવનાં ૧૨; શ્રી સિદ્ધ ભગવાનનાં ૮; શ્રી આચાર્યજીનાં ૩૬; શ્રી ઉપાધ્યાયજીનાં ૨૫; અને શ્રી સાધુજીનાં ૨૭. એ બધાનો સરવાળો ૧૦૮ નો આવે છે.

શાંતિચંદ્ર—શ્રી અરિહંત દેવ. અને શ્રી સિદ્ધ ભગવાનમાં મોટું કોણ?

કાંતિચંદ્ર—શ્રી સિદ્ધ ભગવાન મોટા છે; કેમકે તેમણે આઠે કર્મનો ક્ષય કરેલ છે.

શાંતિચંદ્ર—ત્યારે પ્રથમ સિદ્ધ ભગવાનને નમસ્કાર નહિં કરતાં, શ્રી અરિહંત દેવને પ્રથમ પદે નમસ્કાર કરવાનું શા માટે કહ્યું હશે ?

કાંતિચંદ્ર—શ્રી અરિહંત દેવે આપણાં ઉપર મહાન ઉપકાર કરી, એક માર્ગદર્શકરૂપે સિદ્ધ ભગવાનનું યથાર્થ સ્વરૂપ, આપણને તેઓશ્રીએ પોતાના કેવળજ્ઞાનદ્વારા બતાવી આપ્યું; માટે તે ઉપકાર નિમીત્ત પ્રથમ પદે તેઓને નમસ્કાર કરવાનું સૂત્રકારે સંબોધેલ છે.

શાંતિચંદ્ર—આવા આદર્શ મહાન પુરૂષો પણ, ઉપકારને ભુલતા નથી; તો શું આપણે ઉપકારને ભુલી જવા જેવું છે ?

કાંતિચંદ્ર—કદીજ નહિં. આપણે પણ, આપણાં માર્ગદર્શકરૂપે રહેલ, જે કોઇ ધર્મગુરૂ, વિદ્યાગુરૂ,

મા બાપ, અને વડિલશ્રી વિગેરે હોય; તેઓનો ઉપ-કાર ભુલી જવો જોઇએ નહિં.

શાંતિચંદ્ર—મિત્ર કાંતિચંદ્ર! આજે હું ઘણોજ ખુશ છું. તમે જૈન શાળામાં સારૂં જ્ઞાન મેળવેલું છે, હું પણ આવતી કાલે તમારી સાથે તે જૈન શાળામાં આવીશ. બંધુ! અવિનય માટે ક્ષમા ચાહું છું.

કાંતિચંદ્ર—ભાઇ! એમાં તે વળી ક્ષમા માગવી હોય ખરી કે? કેમકે આપણે તો બાળમિત્ર રહ્યા. તમોને સન્માર્ગે દોરી જવા એ મારી પવિત્ર ફરજ છે. બંધુ! આજે તે ફરજ અમુક અંશે અદા થએલ જાણી, હું પોતાને ધન્ય માનું છું. જયે જયજીનેન્દ્ર.

શાંતિચંદ્ર—જયજીનેન્દ્ર; ભાઇ. જયજીનેન્દ્ર.

---

# પાઠ ૨ જો.

## તિખ્ખુત્તો-વંદનાનો.

તિખ્ખુત્તો—ત્રણવાર.

આયાહિણં—બે હાથ જોડી. જમણાં કાનથી ડાબા કાન સુધી.

પયાહિણં—પ્રદક્ષિણાં દઇને.

વંદામિ—વંદું છું.

નમંસ્સામિ—પંચ અંગ નમાવી નમસ્કાર કરૂં છું.

સક્કારેમિ—સતકાર આપું છું.

સમાણેમિ—સન્માન દઉં છું.

કલ્યાણં—હે સ્વામિ; આપનુ નામ કલ્યાણકારી છે.

મંગળં—હે માર્ગદર્શક, આપનાં પવિત્ર નામનો ઉપકાર મંગળકારી છે.

દેવયં—અશુભ ગતિમાં જતાં આત્માને ધરી રાખનાર એવો જે ધર્મ; એવાં ધર્મનાં આપ દેવ સમાન છો.

ચેઇયં—છકાય જીવને સુખદાયક, એવા આપ જ્ઞાનવંત છો.

પજ્જુવાસ્સામિ—હે સ્વામિ ! આપ ઉપાસનાં કરવા લાયક હોવાથી મન, વચન, કાયાનાં યોગે કરી હું આપની આરાધના કરૂંછું.



## સંવાદ નં. ૨. તિખ્ખુત્તો-વંદનાનો.

વસંતકુમાર—બંધુ દિલીપકુમાર ! ગઇ કાલે સામાયિક સૂત્રમાનાં બીજા પાઠની સમજુતી માટેનો, મારો પ્રશ્ન હજી અધુરો રહ્યો છે. કેમ ખરૂં કે નહિ ?

દિલીપકુમાર—પ્રિય બંધુ વસંતકુમાર ! તમારી વાત સાચી છે. જ્ઞાન ચર્ચા માટે અત્યારનો સમય મને વધારે અનુકુળ છે. ઇચ્છા હોય તો ઘણી ખુશીથી તમારો તે પ્રશ્ન તમે હાથ ધરશો.

વસંતકુમાર—ઉપકાર. કહો ત્યારે, સામાયિક સૂત્રમાં બીજો પાઠ કેવાનો છે ? અને તે શા માટે મૂકયો છે ?

દિલીપકુમાર—બીજો પાઠ તિખ્ખુતો એટલે વંદનાનો છે. અને તે પંચ પરમેષ્ટિને વિધી સહીત નમસ્કાર કરવા માટે મૂકયો છે.

વસંતકુમાર—પંચ પરમેષ્ટિમાં સાધુપણું કેટલા પાળે? અને તે કયા કયા?

દિલીપકુમાર—પંચ પરમેષ્ટિમાં સાધુપણું ચાર પાળે. શ્રી અરિહંતદેવ; શ્રી આચાર્યજી મહારાજ; શ્રી ઉપાધ્યાયજી મહારાજ; અને શ્રી સર્વ સાધુજી મહારાજ.

વસંતકુમાર—ત્યારે સિદ્ધ ભગવાન સાધુપણું કેમ ન પાળે?

દિલીપકુમાર—સિદ્ધ ભગવાને આઠે કર્મ ક્ષય ર્યાં છે; એટલે હવે તેમને ચતુર્ગતિમાં જન્મ મરણની ટમાળ નિચે પ્રવેશ કરવાનું રહ્યું નથી.

વસંતકુમાર—કર્મ એટલે શું? અને તે કર્મ ટલા છે? એટલુંજ નહિં પણ તેનાં શું શું નામો છે?

દિલીપકુમાર—કર્મ એટલે સંસારમાં રહીને સુખ :ખ આપનાર. તે કર્મ આઠ છે. જ્ઞાનાવર્ણિય; દર્શ-

નાવર્ણિય, વેદનિય, મોહનિય, આયુષ્ય, નામ, ગોત્ર, અને અંતરાય એ તેનાં નામો છે.

વસંતકુમાર—શ્રી અરિહંતદેવે કેટલાં કર્મ ક્ષય કર્યા છે? અને તે કયાં કયાં?

દિલીપકુમાર—તેઓશ્રીએ ચાર કર્મ ક્ષય કર્યા છે. જ્ઞાનાવર્ણિય, દર્શનાવર્ણિય, મોહનિય અને અંતરાય.

વસંતકુમાર—શ્રી આચાર્યજી મહારાજ અને શ્રી ઉપાધ્યાયજી મહારાજ શેમાંથી બની શકે?

દિલીપકુમાર—સાધુ વર્ગમાંથી.

વસંતકુમાર—સાધુ કોને કહેવાય?

દિલીપકુમાર—સંયમિ જીવન મધ્યે, પંચ મહાવ્રતનું યથાર્થ પાલન કરી, રાત્રી ભોજનનો ત્યાગ કરી, પાંચ સુમતિ અને ત્રણ ગુપ્તિ જે ગોપવતાં શિખે તે સાધુ કહેવાય.

વસંતકુમાર—સંસાર એટલે શું? અને તે સંસારમાં કયા કયા ક્ષેત્રોનો સમાવેશ થાય છે?

દિલીપકુમાર—સંસાર એટલે દુનિયા. સિદ્ધ ક્ષેત્ર સિવાયનાં તમામ ક્ષેત્રોનો આમાં સમાવેશ થાય છે.

વસંતકુમાર—પંચ પરમેષ્ટિને વિધી સહિત નમસ્કાર કરવાનું શું કારણ છે ?

દિલીપકુમાર—તેમની સમક્ષ કરેલા પાપોની માફી માગવી છે. માફી માગનારે માફી માગતા પહેલાં તેમનાં પ્રત્યેનો વિનય તેણે સમજી લેવો જોઇએ.

વસંતકુમાર—સ્નેહી બંધુ દિલીપકુમાર ! તમારૂં જ્ઞાન વિશાળ છે. આજે મને ઘણો લાભ મળ્યો છે. ભાઇ ! આપેલી તકલીફ માટે ક્ષમા ચાહું છું.

દિલીપકુમાર—બંધુ ! એમાં ક્ષમા માગવાની કાંઇ જરૂર નથી; માત્ર મેં મારી ફરજ અદા કરી છે. લ્યો જયવીર.

વસંતકુમાર—જયવીર; ભાઇ, જયવીર.



# પાઠ ૩ જો.

## ઇરિયાવહિનો.

ઇચ્છામિ પડિક્કમિઉં—પાપ કર્મથી છુટવા માટે ઇચ્છું છું.

ઇરિયાવહિયાએ—રસ્તામાં ચાલતી વખતે.

વિરાહણાએ—કોઇ પણ જીવને દુઃખ દીધું હોય.

ગમણાં ગમણે—જતાં આવતાં.

પાણક્કમણે—બેઇંદ્રિ આદિ જીવોને કચર્યા હોય.

બીયક્કમણે—બીજ કચર્યા હોય.

હરિયક્કમણે—લીલી વનસ્પતિ કચરી હોય.

ઉસ્સા ઉત્તિંગ—ઝાકળ અને કિડીયારૂં.

પણુંગ દગ—પંચવર્ણિ લીલફુલ અને કાચું પાણી.

મટ્ટી મક્કડા—કાચીમાટી અને કરોળિઆનાં પડ.

સંતાણાં સંક્કમણે—કરોળિઆની જાળ એ સર્વને કચર્યાં હોય.

જેમેજીવા—જે મેં કોઇ પણ જીવને.

વિરાહિયા--દુઃખ આપ્યું હોય.
એગેંદિયા--એક ઇંદ્રિયવાળા જીવ.
બેઇંદિયા--બે ઇંદ્રિયવાળા જીવ.
તેઇંદિયા--ત્રણ ઇંદ્રિયવાળા જીવ.
ચઉરિંદિયા--ચાર ઇંદ્રિયવાળા જીવ.
પંચેંદિયા--પાંચ ઇંદ્રિયવાળા જીવ.
અભિહયા--સામા આવતા હણ્યા હોય.
વત્તિઆ--ધુળે કરી ઢાંકયા હોય.
લેસિઆ--ભોંય પ્રમુખ સંગાથે મસળ્યાં હોય.
સંઘાઇઆ--એક બીજા સાથે અથડાવ્યા હોય.
સંઘટ્ટિઆ--થોડો સ્પર્શ કરી દુઃખ દીધું હોય.
પરિયાવિયા--સર્વ પ્રકારે પિડા ઉપજાવી હોય.
કિલામિયા--કિલામનાં ઉપજાવી હોય.
ઉદ્દવિયા--ફાળ પાડી હોય.
ઠાણાં ઉટ્ઠાણું--રહેવાનાં ઠેકાણેથી બીજે ઠેકાણે.
સંક્રામિઆ--મૂકયા હોય.
જીવિયાઓ--જીવતર થકી.

વવરોવિઆ--નાશ કીધો હોય.

તસ્સ મિચ્છામિ દુક્કડં--તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## સંવાદ નં. ૩. ઇરિયાવહીનો.

જયસિંહ--બંધુ વિજયસિંહ! આજે વીર જયંતિનો પવિત્ર દિવસ છે. જીવનની સાચી લ્હાણ માણવા માટે, એ દિવસને જ્ઞાન ચર્ચાથી ઉજવી લેવો, એના જેવું મહદ્ ભાગ્ય બીજું કયું હોઇ શકે? કેમ તમારી શું ઇચ્છા છે?

વિજયસિંહ--બંધુ જયસિંહ! હું પણ એજ વિચારને મળતો છું. વીર પ્રેરિત તત્વજ્ઞાનનાં ગર્ભ પ્રદેશમાં વિચરી, તેનાથી ઝરતું અમૃત આત્મ સંતોષ માટે ઝિલી લેવું; એ આત્મહિત માટે વધારે ઉપયોગી છે.

જયસિંહ--કહો ત્યારે! સામાયિક સૂત્રમાં ત્રીજો પાઠ કેવાનો છે? અને તે શા માટે મુકયો છે.

વિજયસિંહ—ત્રીજો પાઠ ઇરિયાવહીનો છે. અને તે સંસારનાં અનેક કામકાજો કરતી વખતે, અજાણપણાથી કોઈપણ પ્રકારનો પાપ દોષ આત્માને લાગેલો હોય, તો તેનું ફળ નિષ્ફળ થવા માટે, એક હૃદયશુદ્ધ ભાવનાં ભાવવા સારૂ તે પાઠ મુકયો છે.

જયસિંહ—પાપ એટલે શું? પાપ આશ્રવ કે સંવર? તેના કેટલા ભેદ છે? અને તે કેટલા પ્રકારે ભોગવી શકાય છે?

વિજયસિંહ—પાપ એટલે, સમસ્ત વિશ્વમાંનાં દરેક પ્રાણી માત્રની કિંચિત પણ લાગણી દુખાવવી, તેનું નામ પાપ છે. આવું પાપ આશ્રવમાં ગણી શકાય. તેનાં ૧૮ ભેદ છે. અને તેનો ભોગવટો ૮૨ પ્રકારે લઈ શકાય છે.

જયસિંહ—ઉપાશ્રય વિગેરે સ્થળે કરાતી દરેક ધાર્મિક ક્રિયામાં "જાણતાં અજાણતાં" થએલ પાપ દોષોનું જે મિચ્છામી દુક્કડં લેવાય છે; એ શું સાચું છે?

વિજયસિંહ—તદ્દન જુઠું જ. એ કુદરતને ઠગ-

વાની એક ઠગબાજી છે. જાણીને કરેલા પાપ કર્મોનું ફળ નિષ્ફળ હોઈ શકે નહિં. કેમકે कडाणं कम्माणं न मोक्ख अत्थी એ સૂત્ર એનાં માટે સાક્ષીભૂત છે.

જયસિંહ—ત્યારે શું, અજાણતાથી થયેલ પાપ-કર્મોનું ફળ, નિષ્ફળ હોઇ શકે ખરૂં કે ?

વિજયસિંહ--સંભવ છે. હૃદય ક્ષેત્રમાં પશ્ચા-તાપની પ્રચંડ અગ્નિ જગાવી તેમાં અજાણતાં થએલ પાપ કર્મો રૂપી ઇંધનોને જો હોમી દેવામાં આવે, અને હવે પછી તેવા પાપ કર્મો ન થવા માટે, જો ઉપયોગ રાખવામાં આવે, તો તેમ બની શકે ખરૂં. પણ તે પાપ કર્મો અતિક્રમ, વ્યતિક્રમ અને અતિચાર સુધીનાં હોવા જોઇએ.

જયસિંહ---અતિક્રમ, વ્યતિક્રમ, અને અતિ-ચાર એટલે શું ? એ જરા સમજાવો જોઇએ ?

વિજયસિંહ---અતિક્રમ એટલે પાપ કરવા માટેનું વાસના બળ એકત્ર કરેલું હોય; વ્યતિક્રમ એટલે એ

વાસના બળને તિવ્ર વેગ આપી, ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે માર્ગ ભ્રમણ કરેલું હોય; અને અતિચાર એટલે પ્રાપ્ત થએલી વસ્તુ પરત્વે સ્હેજ માત્ર સ્પર્શ કરેલો હોય. અહિં સુધી હજી બચવાનો ઉપાય છે. પણ અણાચારનો દોષ જ્યાં સેવાણો, ત્યાં બારે વ્હાણ ડુબ્યાં સમજવાં.

જયસિંહ—અણાચાર એટલે શું ?

વિજયસિંહ—પાપ કર્મોની મલિન ભાવના વડે ઇચ્છિત વસ્તુનો મેલાપ થતાં, કે જે વસ્તુ પોતાની માલિકીની નથી, તેનાં પર માલિકીનો હક સ્થાપિત કરી, તેનો ભોગ ઉપભોગ એટલે ભોગવટો લેવો; એનું નામ અણાચાર છે.

જયસિંહ—સ્નેહી બંધુ વિજયસિંહ! વીર જયંતિનો પવિત્ર દિવસ આજે ઠીક ઉજવાયો. આવી રીતે પર્વણીનાં દિવસો જ્ઞાન ગોષ્ટિમાં પસાર થાય એ ઇચ્છવાયોગ્ય છે. બંધુ! આપની મારા પ્રત્યેની આ ભલી લાગણી માટે હું આપનો ઉપકાર માનું છું.

વિજય૦--બંધુ જયસિંહ ! એમાં ઉપકાર માનવાની કશી પણ જરૂર નથી. આજે તો હું પણ મારા સદ્‌ભાગ્ય સમજું છું કે, તમારા જેવા જ્ઞાન પિપાસુ એક સહ્રદય મિત્રનો આજે મને મેળાપ થયો. હયો જયજીનેંદ્ર.

જય૦--જયજીનેંદ્ર; ભાઇ, જયજીનેંદ્ર.

---

# પાઠ ૪ થો.

## તસ્સઉત્તરીનો.

તસ્સઉત્તરી કરણેણં-તેને વિશેષ શુદ્ધ કરવા સારૂ.

પાયચ્છિત કરણેણં—લાગેલા પાપ કર્મોનું છેદન કરવા સારૂં.

વિસોહી કરણેણં—વધારે નિર્મળ કરવા સારૂ.

વિસલ્લી કરણેણં--શલ્ય રહિત કરવા સારૂં. ( કપટ. નિયાણું, અને મિથ્યાત્વ ).

પાવાણં કમ્માણં--અઢાર પ્રકારનાં પાપ; અને આઠ પ્રકારનાં કર્મ.

નિઘાએણં--ટાળવાને માટે.

ઠાએ--અર્થે.

ઠામિ કાઉસગ્ગં--એક ઠેકાણે સ્થિર રહીને કાયા હલાવવી નહિં તે.

અન્નત્થ--તેમાં હવે પછી કહ્યા પ્રમાણે કાયા હાલે તેની છુટ રાખુંછું.

ઉસ્સસિયેણં--ઉંચો શ્વાસ લેવાથી. ૧.

નીસ્સસિયેણં--નિચો શ્વાસ મુકવાથી. ૨.

ખાસિયેણં--ઉધરસ આવવાથી. ૩.

છિએણં--છિંક આવવાથી. ૪.

જંભાઇએણં--બગાસું આવવાથી. ૫.

ઉડુએણં--ઓડકાર આવવાથી. ૬.

વાયનિ સગ્ગેણં--વા સરવાથી ૭.

ભમલીએ--ફેર તથા ચકરી વિગેરે આવવાથી. ૮

પિત્ત મુચ્છાએ--વમન તથા મુછી આવવાથી. ૯ ૧૦

સુહુમેહિં અંગ સંચાલેહીં—સૂક્ષ્મ શરિર હાલવાથી. ૧૧

સુહુમેહિં ખેળ સંચાલેહિં—થોડોક બળખો આવતાં શરિર હાલવાથી. ૧૨

સુહુમેહિં દિઠી સંચાલેહિં—આંખની નજર સ્થિર રાખતાં થોડીક નજર હાલવાથી. ૧૩.

એવમાઇએહિં—એ આદિ બીજા મનમાં ધાર્યો હોય તે.

આગારેહિં—આગાર એટલે છુટ રાખું છું.

અભગ્ગો—ભાંગે નહિં.

અવિરાહિઓ—હાની પહોંચે નહિ.

હુજ્જમે કાઉસગ્ગ—હોજો મારો કાઉસગ્ગ.

જાવ અરિહંતાણું—જ્યાં સુધી શ્રી અરિહંત દેવનું નામ સંભાળું ત્યાં સુધી.

ભગવંતાણું—શ્રી ભગવંતનું નામ સંભાળું ત્યાં સુધી.

નમો કારેણું—નમસ્કાર કરૂં ત્યાં સુધી.

ન પારેમિ--ન પાળું અગર ધ્યાન ન મુકું ત્યાં સુધી.

તાવ કાયં—ત્યાં સુધી આ કાયાને.

ઠાણેણં—એક સ્થાને સ્થિર રાખીને.

મોણેણં--મૌન્ય રહીને.

ઝાણેણં--ધ્યાને કરીને.

અપ્પાણં વોસિરામી--અશુભ ગતિમાં જતાં મારા આત્માને હું અટકાવી રાખું છું.

---

## સંવાદ નં. ૪. તસ્સઉત્તરીનો.

ચિમનલાલ—પ્રિય બંધુ રતિલાલ! તમો એક સતસંગ પ્રેમી આદર્શ વ્યક્તિ છો. અહરનિશ ધર્મ-ગુરૂનાં સહવાસમાં રહી જ્ઞાનાભ્યાસ માટે તત્પર રહેવું, એ શું હૃદયની તિવ્ર ઇચ્છા વિનાં બની શકે ખરૂં કે? કહો ભાઈ! ગઈ કાલે જ્ઞાન ચર્ચા માટે કયો વિષય હાથ ધરવામાં આવ્યો હતો.

રતિ૦—બંધુ ! આ માયાવી જાળમાં ભુલા પડેલ આત્માને સતસંગની વધારે જરૂર છે. જીવનની આદર્શતા માટે ઉન્નતિ ક્રમનો માર્ગ, એ માત્ર એક જ્ઞાનાભ્યાસ છે. ગઇ કાલે સામાયિક સૂત્રમાનાં ચોથા પાઠ વિષે યોગ્ય વિવેચન થયું હતું.

ચિમન૦—સામાયિક સૂત્રમાનો ચોથો પાઠ કેવાનો છે ? અને તે શા માટે મુકયો છે ?

રતિ૦—તે પાઠ તસ્સઉત્તરીનો છે; અને તે ઇરિયાવહીથી નિર્મળ થએલ આત્માને વિશેષ શુદ્ધ કરવા માટે મુકયો છે.

ચિમન૦--આત્મા પોતે તો શુદ્ધજ છે. છતાં વળી તેને વધારે શુદ્ધ કરવાની શું જરૂર છે ?

રતિ૦—આત્મા પોતે શુદ્ધ હોવા છતાં કર્મોનાં આવર્ણોને લઇ તે અશુદ્ધ થએલ છે. માટે તે કર્મ રૂપિ મેલને દૂર કરવાની ખાસ જરૂર છે.

ચિમન૦--કર્મ રહિત આત્મા પોતે કેવો છે ?

અને તેનાં નિવાસસ્થાન માટે કયું સ્થળ પસંદ કરવામાં આવ્યું છે?

રતિ૦—કર્મ રહિત આત્મા પોતે અજર, અમર, અને અવિનાશી છે. અને તેનાં નિવાસસ્થાન માટે સિદ્ધ ક્ષેત્ર પસંદ કરવામાં આવ્યું છે.

ચિમન૦—કર્મ સહિત આત્મા પોતે કેવો છે? અને તેનાં માટે રહેવાનું સ્થળ કયું હોઇ શકે?

રતિ૦—કર્મ સહિત આત્મા એ પોતે એક દેહધારી આત્મા છે. દેહ ક્ષણભંગુર અને નાશવંત છે. દેહધારી આત્મા વિષય કષાયાદિનાં સંસર્ગને લઇ, ઓછાવત્તા પ્રમાણમાં તે પોતે કર્મનો ઉત્પાદક બને છે. જ્યાં કર્મ છે; ત્યાં બંધન છે. સંસારરૂપિ બંધીખાનું એ એવા દેહધારી આત્મા માટે નિર્માણ થએલું છે.

ચિમન૦—પાપથી રહિત બની, હૃદયને વિશુદ્ધ કરી, આત્માને વધારે નિર્મળ બનાવવા માટેનો સરસ ઉપાય કયો છે?

રતિ૦—આજુબાજુમાં જતા વિચારોને રોકી રાખી

એકાગ્ર ચિત્તે ઉત્તમ ધ્યાન સહીત કાઉસગ્ગ કરવો; એ આત્માને નિજ સ્વરૂપનું ભાન થવા માટે સરસ ઉપાય છે.

**ચિમન૦**—તસ્સઉત્તરીનાં પાઠમાં કાઉસગ્ગં કરવા માટે કેટલા પ્રકારની છુટ મુકવામાં આવી છે? અને તે કઇ કઇ?

**રતિ૦**--તેર પ્રકારની છુટ મુકેલી છે. અને તે 'ઉસ્સસિયેણં' થી 'સુહુમેહિં દિઠી સંચાલેહી' સુધી ગણતાં તેર થાય છે. તે તસ્સઉતરીનાં પાઠથી તમે જાણી લેશો.

**ચિમન૦**—શરિરની પરવશતાને લઇ ઉપર મુજબના તેર પ્રકારો ઉપરાંત કોઇ પણ પ્રકાર મનમાં ધારી કાઉસગ્ગ કરવો હોય તો તે થઇ શકે કે કેમ?

**રતિ૦**--જૈન ધર્મની શૈલી નય નિક્ષેપાથી ભરેલી છે. તેણે એકાંતવાદ કરતાં અનેકાંતવાદ વધારે સ્વિકારેલો છે. તમારો પ્રશ્ન અસ્થાને નથી, ઘણી ખુશીથી તેવી રીતે પણ કાઉસગ્ગં કરવો હોય તો

બની શકે. તેના માટે સમયસૂચક સૂત્રકારે "એવ-માયએહિં આગારેહિં" એવા શબ્દોની રચના તે પાઠમાં સ્વિકારેલી છે.

ચિમન૦—નય કેટલા છે? અને તે કયા કયા?

રતિ૦—નય સાત છે. નૈગમનય; સંગ્રહનય; વ્યવહારનય; ઋજુસૂત્રનય; શબ્દનય; સમભિરૂઢનય; અને એવંભૂતનય.

ચિમન૦—નિક્ષેપા કેટલા છે? અને તે કયા કયા?

રતિ૦—નિક્ષેપા ચાર છે. નામ, સ્થાપના, દ્રવ્ય, અને ભાવ.

ચિમન૦—સ્નેહી બંધુ રતિલાલ! તમારૂં જ્ઞાન વિશાળ છે. આનું નામ જ સતસંગનો પ્રભાવ કહી શકાય બંધુ! હવે હું રજા લઇશ. વળી અવકાશે મળશું હો; તસ્દી માફ.

રતિ૦—પ્રિય બંધુ ચિમનલાલ! મારૂં જ્ઞાન તો અલ્પ છે. પરંતુ જયારે તમો ધર્મગુરૂનાં સહવાસમાં આવશો, ત્યારે જ્ઞાનની ખરી ખુબી તમે સમજી

શકશો. ભાઇ ! ભલે ખુશીથી પધારો. અન્ય વખતે મળવાની તમે જે જીજ્ઞાસા દર્શાવી, તે જાણી હું ઘણો ખુશ થાઉં છું. આજની જ્ઞાન ચર્ચામાં મને તકલીફ જેવું કાંઈ પણ જણાયું નથી. એટલે તેના માટે તમારે માફી માગવા જેવું કાંઇ પણ રહેતું નથી. લ્યો જયવીર.

ચિમન૦—જયવીર, ભાઈ, જયવીર.

---

# પાઠ ૫ મો.

## લોગસ્સનો.

લોગસ્સ ઉજ્જોયગરે—લોકને વિષે પ્રકાશનાં કરનાર.

ધમ્મ તિથ્થયરે—ધર્મને વિષે સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકારૂપ ચતુર્વિધ તીર્થનાં સ્થાપનાર.

જીણે અરિહંતે—રાગદ્વેષનાં જીતનાર એવા શ્રી અરિહંત દેવોનું.

કીતઈસ્સં--નામે કરી સ્તવન એટલે તેનું કિર્ત્તન કરૂં છું.

ચઉવીસંપી—ચોવીસ તીર્થંકર દેવ.

કેવળી—તે ઉપરાંત કેવળજ્ઞાન ધારણ કરનાર કેવળી આત્માઓ.

ઉસભ મજિયંચ વંદે—ઋષભદેવ; અજીતનાથ સ્વામીને વંદન કરૂં છું.

સંભવ મભિનંદણંચ—સંભવનાથ; અભિનંદન સ્વામી.

સુમઇંચ પઉમપ્પહં—સુમતિનાથ; અને વળી પદ્મપ્રભુ સ્વામી.

સુપાસં જીણંચ—રાગદ્વેષનાં જીતનાર એવા શ્રી સુપાર્શ્વનાથ સ્વામી.

ચંદપ્પહં વંદે—ચંદ્રપ્રભુ સ્વામિને વંદુ છું.

સુવિહીંચ પુપ્ફદંત—સુવિધીનાથ ઉર્ફે પુષ્પદંત સ્વામી.

સિયળ સિજ્જંસં—શિતળનાથ; અને શ્રેયાંસ-
નાથ સ્વામી.

વાસુપુજ્જંચ—વાસુપૂજ્ય સ્વામી, વળી

વિમળ મણંતંચ—વિમળનાથ; અને અનંતનાથ
સ્વામી, વળી

જીણં ધમ્મં સંતીચ વંદામિ—રાગદ્વેષનાં જીતનાર
શ્રી ધર્મનાથ; અને શ્રી શાંતિનાથ સ્વામીને વંદુ છું.

કુંથું અરંચ—કુંથુનાથ; અને અરનાથ સ્વામી,
વળી

મલ્લિ વંદે—મલ્લિનાથ સ્વામીને વંદુ છું.

મુણિસુવ્વયં નમિજિણંચ—મુનિસુવ્રત; અને
નામિનાથ સ્વામી, વળી

વંદામી—એ સર્વને વંદુ છું.

રિટ્ઠનેમિ પાસંતહ—નેમનાથ; અને પાર્શ્વનાથ
સ્વામી.

વદ્ધમાણંચ—શ્રી વર્દ્ધમાન એટલે શ્રી મહાવીર
સ્વામી, વળી

એવંમએ અભિથુયા—એ પ્રકારે નામે કરી સ્તવન એટલે કીર્તન કર્યું છે.

વિહુય રય મલા—એવા કર્મરૂપી રજ-મેલને જેણે ટાળ્યા છે.

પહિણ જર મરણા—જન્મ અને મરણ જેણે ખપાવી નાંખ્યા છે.

ચઉવિસંપિ જિણવરા—એમ ચોવિસ, અને એ સિવાય બીજા પણ જીનવરો કે જે,

તિથ્થયરા મે પસીયંતુ—ચતુર્વિધ તીર્થનાં સ્થાપનાર છે. એવા શ્રી તીર્થંકર દેવો, મારા પર પ્રસન્ન થાઓ.

કિત્તિય વંદિય માહિયા જેએ લોગસ્સ—ઉપર સુજબ જે લોકને વિષે કેવળજ્ઞાની આત્માઓ બિરાજે છે, તેનું મેં મારી યથાશક્તિ પ્રમાણે કિર્તન કર્યું; વંદના કરી; અને માનસિક યોગે શુભ ધ્યાન પૂર્વક મેં તેનું પુજન કર્યું.

**ઉત્તમા સિદ્ધા**--માટે હવે ઉત્તમ સિદ્ધ પદ પામ્યા છે; એવા સર્વ જીવોએ.

**આરૂગ્ગ બોહિલાભં**—સર્વ રોગ રહિત બની, સમકિતની પ્રાપ્તિ સાથે.

**સમાહિ વરમુત્તમં**--ભાવ સમાધિષ્ટ બની, સર્વોત્તમ પ્રધાન પદ એવું જે સિદ્ધ ક્ષેત્ર પ્રાપ્ત કર્યું છે.

હિંતુ—તે સિદ્ધ ક્ષેત્ર મને પ્રાપ્ત થાઓ. એવી હું ભાવના ભાવું છુ.

**ચંદેસુ નિમ્મલયરા**—હે કેવળી આત્માઓ! તમે ચંદ્રથી અધિક નિર્મળ અને પવિત્ર છો.

**આઈચ્ચેસુ અહિયં પયાસયરા**--વળી સૂર્યથી અધિક પ્રકાશનાં કરણહાર છો.

**સાગર વર ગંભીરા**--એટલું જ નહિં પરંતુ, સમુદ્રથી પણ આપ મહાન ગંભીર છો.

**સિદ્ધા સિદ્ધં મમ દિસંતુ**--માટે હે સિદ્ધ આત્માઓ! આપનું સિદ્ધ એટલે મુક્તિ પદ, મને ત્વરાથી દેખાવા પામો. એવી ઉત્કૃષ્ટ ભાવનાં હું ભાવુંછું.

---

# સંવાદ નં. ૫. લોગસ્સનો.

રવિચંદ્ર—બંધુ વિનયચંદ્ર ! આજે હું ઘણો જ ખુશ છું. ચિત્તવૃત્તિની એકાગ્રતા માટે, તમારી આ પૌષધશાળાનો સાદો પણ મનોહર દેખાવ, ખરેખર રમ્ય છે. મારે કહેવું જોશે કે આ રમ્યભૂમિ માનું વિશુદ્ધ વાતાવરણ એ એક જ્ઞાન ગોષ્ટિ માટે અતિ ઉત્તમ છે. કેમ ! એકાદ પ્રશ્ન પુછું ?

વિનયચંદ્ર—સ્નેહી બંધુ રવિચંદ્ર ! ધાર્મિક ક્રિયા માટે આવું એકાંત સ્થળ એ વધારે ઉપયોગી છે. ભલે ! આપને જે કાંઇ પ્રશ્ન પુછવો હોય તે ઘણી ખુશીથી પુછો. હું મારી અલ્પ મતિ પ્રમાણે જવાબ આપીશ.

ર૦—કહો ત્યારે ! સામાયિક સૂત્રમાં પાંચમો પાઠ કેવાનો છે? અને તે શા માટે મુકયો છે?

વિ૦—તે પાઠ લોગસ્સનો છે; અને તે ચોવિસ તીર્થંકર દેવો ઉપરાંત જે કેવળીઓ સિદ્ધ પદને પ્રાપ્ત

થયા છે, તેનાં ગુણોનું સ્મરણ કરી તેના જેવું સિદ્ધ પદ મેળવવા માટે હૃદયની ઉંડી ભાવનાં પ્રદર્શિત કરવા સારૂ, તે પાઠની હયાતી સ્વિકારવી પડી છે.

રવિ૦--લોગસ્સનાં પાઠમા જે તીર્થંકર દેવોનાં નામોની ગુણાવળી નજરે પડે છે, તે નામો કઇ ચોવિસીનાં છે ?

વિનય૦--જંબુદ્વિપના ભરતક્ષેત્રની અંદર થઇ ગએલ છેલી ચોવિસીનાં તે નામો છે.

રવિ૦—એ ચોવિસ તીર્થંકર દેવો, દેહધારી સ્થિતીમાં સંયમી માર્ગને અંગિકાર કરી, કેવળજ્ઞાન પામી, ભવ્ય જીવોનાં હિત માટે જયારે તે સ્વતંત્ર ઉદ્‌ઘોષણાં કરી રહ્યાં હતા; ત્યારે તે સમય કયો હતો ?

વિનય૦-પહેલા ઋષભદેવથી માંડી, ત્રેવિસમાં પાર્શ્વનાથ સ્વામીની હયાતીનો સમય, સુસમ દુસમ નામે બે ક્રોડાક્રોડી સાગરોપમનો એ ત્રીજા આરો હતો, અને છેલા શ્રી મહાવીર સ્વામીની હયાતીનો

સમય, દુસમ સુસમ નામે એક ક્રોડાક્રોડ સાગરોપમમાં બેંતાલીસ હજાર વર્ષ ઉણાનો એ ચોથો આરો હતો.

રવિ૦—હાલમાં તે ચોવિશીમાનાં કયા તીર્થંકર દેવનું શાસન ચાલે છે?

વિનય૦—શ્રી મહાવીર સ્વામીનું શાસન ચાલે છે.

રવિ૦—શ્રી મહાવીર સ્વામી ઇત્યાદિ તીર્થંકર દેવો હાલ કયાં બિરાજે છે?

વિનય૦—સિદ્ધ ક્ષેત્ર એટલે મોક્ષમાં.

રવિ૦—સિદ્ધ ક્ષેત્ર કયાં આવ્યું?

વિનય૦—લોકને મસ્તકે અને અલોકને નિચે

રવિ૦—શ્રી મહાવીર સ્વામીના માતા પિતા અને ભાઇનું નામ શું હતું? અને તેનો જન્મ કયાં અને કઇ મિતીએ થયો હતો?

વિનય૦—માતાનું નામ ત્રિસલાદેવી; પીતાનું નામ સિદ્ધાર્થ રાજા; ભાઈનું નામ નંદિવર્ધન; અને જન્મ ક્ષત્રિકુંડ નગરમાં “ચૈત્ર સુદી તેરસ” ને દીવસે થયો હતો.

રવિ૦—ત્યારે તો આપણે ચૈત્ર સુદી તેરસનો દીવસ "પરોપકારમાં; માબાપની ભક્તિમાં; સદ્ગુરૂની સેવામાં; અને દુ:ખીઓને દિલાસો આપવામાં કાઢવો જોઇએ કે નહિં ?

વિનય૦—બંધુ રવિચંદ્ર ! આપનાં કહેવા મુજબ તે દીવસ આપણે તેવીજ રીતે ઉજવવો જોઇએ.

રવિ૦—સ્નેહી બંધુ વિનયચંદ્ર! તમારો ક્ષયોપશમ ઘણો સારો છે. હવેથી આ પૌષધશાળામાં, નિરંતર હું તમારી સાથે બેસી, વીરનાં તત્વજ્ઞાન સંબંધી કાંઇક વધુ સમજવા માટે પ્રયત્ન કરીશ. બંધુ ! આપને આપેલી તકલીફ માટે ક્ષમા ચાહું છું.

વિનય૦—ભાઇ રવિચંદ્ર ! તમારી જ્ઞાન પિપાસા માટે હું આજે ઘણો ખુશ થયોછું. ભલે ખુશીથી આપ અહરનિશ અત્રે પધારશો. યથાશક્તિ જ્ઞાન ચર્ચા કરી આપણે આપણી ફરજ અદા કરીશું. ભાઇ ! આવા ઉપયોગી કાર્યમાં તકલીફ એ વસ્તુ હોય જ

નહિં. છતાં પણ આપ તેના માટે ક્ષમા ચાહો છો. એજ આપની ખાનદાની સૂચવે છે. લ્યો જયજીનેંદ્ર

રવિ૦--જયજીનેંદ્ર; ભાઇ, જયજીનેંદ્ર.

---

## પાઠ ૬ ઠો.

### સામાયિક આદરવાની વિધિ.

દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાના પચ્ચખાણ—મન, વચન, અને કાયાના યોગે કરી પાપકારી કાર્યો કરવાની હું બંધી કરૂંછું. પણ તે,

ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે—આ જમીનથી બધા જગતની અંદર.

કાળ થકી બે ઘડી ઉપરાંત ન પાળું ત્યાં સુધી—કાળે કરીને બે ઘડી ઉપરાંત જેટલો વખત રહેવું હોય ત્યાં સુધી.

ભાવ થકી છ કોટીયે પચ્ચખાણ—હૃદયની

શુદ્ધ પવિત્રતા વડે બે કરણ અને ત્રણ યોગે કરીને તે બંધી કરૂં છું.

કરેમિભંતે સામાઇયં સાવજ્જં જોગં પચ્ચખામી—એમ સાવજ્જ જોગને રૂંધવા માટે હે પરમ પૂજ્ય સમતારૂપિ સામાયિકમાં હું પ્રવેશ કરૂં છું. તે પણ

જાવ નિયમ પજ્જુવાસામિ—જ્યાં સુધી નિયમની મર્યાદા બાંધી છે; ત્યાં સુધી હું તેની ઉપાસના કરૂં છું.

દુવિહં તિવીહેણ—બે કરણ અને ત્રણ યોગે કરી.

નકરેમિ નકારવેમિ—હું પાપ કરૂં નહિં અને બીજા પાસે કરાવું નહિં.

મણસા વયસા કાયસા—તે પણ મન, વચન, અને કાયાએ કરીને.

તસ્સભંતે પડિક્કમામિ—તે સર્વથી હે પરમ પૂજ્ય હું નિવર્તું છું.

નિંદામિ—તેને આત્માની સાક્ષિએ નિંદું છું; એટલે ધિક્કારૂં છું.

ગરહામિ—ગુરૂની સાક્ષિએ એવું સામાયિક ગ્રહું છું એટલે સ્વિકારૂં છું.

અપ્પાણં વોસિરામી—છતાં અશુભ યોગમાં જતા મારા આત્માને વોસરાવું છું એટલે તજું છું.



## સંવાદ નં. ૬. સામાયિક આદરવાની વિધિનો.

જગમોહનદાસ—પ્રિય બંધુ ત્રિભોવનદાસ! આજે ઉપાશ્રયે એક વિદ્વાન મુનિ મહારાજનું પધારવું થયું છે. કેમ વ્યાખ્યાનમાં આવશોને? આજે તમોને સામાયિકમાં જરા પણ કંટાળો નહિં આવે. કેમકે એક સામાયિક જેટલો વખત તો આજે વ્યાખ્યાનમાં જ પસાર થઇ જશે.

ત્રિભોવનદાસ—બંધુ જગમોહનદાસ! સામાયિક વિષે થોડી સમજણ હું અત્યારે તમારી પાસેથી

મેળવવા માગું છું. અને તેના માટે જ હું અત્યારે તમારા ઘર તરફ આવતો હતો. સારૂં થયું કે તમો મને રસ્તામાં જ મળી ગયા. હજી વ્યાખ્યાનને જરા વાર છે. તો કૃપા કરી મારી તે ઇચ્છા આપ પૂર્ણ કરશો તો મહાન ઉપકાર થશે.

જગ૦—બંધુ! ઘણીજ ખુશીથી. આપને જે કંઇ પુછવું હોય તે બિનસંકોચે પુછો. તમારી આ જીજ્ઞાસા માટે હું ઘણોજ ખુશ છું.

ત્રિભો૦—કહો ત્યારે, સામાયિક સૂત્રમાં સામાયિક આદરવા માટેનો પાઠ કેટલામો છે? અને તે શા માટે મુકયો છે?

જગ૦—તે પાઠ છઠો છે. અને તે સામાયિક કેવી રીતે કરવું તેની સમજુતી આપવા માટે મૂકયો છે.

ત્રિભો૦—સામાયિક એટલે શું? અને તે સામાયિક કેટલી કોટીએ થાય? એટલુંજ નહિં પણ તે કોટી કઇ કઇ સમજવી?

જગ૦—સામાયિક એટલે, નિમેલા ટાઇમ મુજબ પાપકારી હરેક પ્રવૃત્તિઓને રૂંધી, સંવર ભાવને પોષી, આત્માનાં નિજ સ્વરૂપમાં રમણ કરવું. આવી સામાયિક છ કોટીએ થઇ શકે છે. મન, વચન, અને કાયાએ હું પાપ કરૂં નહીં; અને બીજા પાસે કરાવું નહિં એ છ કોટી જાણવી.

ત્રિભો૦—સામાયિકમાં શેનાં પચ્ચાખાણ કરેલાં છે, અને તે કોની સાક્ષીએ કરેલા છે?

જગ૦—સામાયિકમાં મન, વચન, કાયાનાં યોગે કરીને, સાવજ્જ જોગ એટલે પાપકારી હરેક કાર્યો કરવાની, અને કરાવવાની બંધી કરેલી છે. અને તે વિદ્યમાન ગુરૂ મહારાજની સાક્ષીએ, યાતો મંદીર સ્વામીની સાક્ષીએ તે બંધી કરેલી છે.

ત્રિભો૦—મંદીર સ્વામી એ કોણ છે? અને તે હાલ કયાં છે?

જગ૦—એ તીર્થંકર છે, અને તે હાલ પંચ મહાવિદેહ ક્ષેત્રમાં બિરાજે છે.

ત્રિભો૦—તીર્થંકર એટલે શું ?

જગ૦—સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા રૂપિ તીર્થનાં સ્થાપનારને તીર્થંકર કહી શકાય છે,

ત્રિભો૦—મંદીર સ્વામી એક જ તીર્થંકર તે ક્ષેત્રમાં વિદ્યમાન છે ?

જગ૦—નહિં નહિં. જઘન્ય ૨૦ અને ઉત્કૃષ્ટ ૧૬૦ તીર્થંકરો તે ક્ષેત્રોમાં હાલ વિદ્યમાન છે.

ત્રિભો—જઘન્ય અને ઉત્કૃષ્ટ એટલે શું ?

જગ૦—જઘન્ય એટલે થોડામાં થોડું; અને ઉત્કૃષ્ટ એટલે વધુમાં વધુ.

ત્રિભો૦—એ પંચ મહાવિદેહ ક્ષેત્રો કયાં આવ્યાં ?

જગ૦—એક જંબુદ્વીપમાં; બે ધાતકીખંડમાં; અને બે અર્ધપુષ્કર દ્વીપમાં આવેલા છે.

ત્રિભો૦—સ્નેહી બંધુ જગમોહનદાસ ! આજે આપનાં સમાગમથી મને ઘણું જાણવાનું મળ્યું છે. મારા પ્રત્યેની ભલી લાગણી માટે હું આપનો ઉપકાર માનું છું. હવે વ્યાખ્યાનનો ટાઇમ એકદમ નજીક

આવી પહોંચ્યો છે. ચાલો આજે હું પણ તમારી સાથે તે લાભ લેવા માટે નિશ્ચય કરૂં છું. કેમ સારૂં ને?

જગ૦—તમારો નિશ્ચય સ્તુત્ય છે. મારી પાસેથી જો તમોને કાંઈ મળ્યું હોય, તો તે માત્ર વીરનું તત્વજ્ઞાન છે. હું તો અલ્પજ્ઞ છું. બંધુ! ઉપકાર માનવાની કશી પણ જરૂર નથી. કેમકે મેં તો માત્ર મારી ફરજ અદા કરી છે. લ્યો જયવીર.

ત્રિભો૦—જયવીર; ભાઈ, જયવીર.

---

# પાઠ ૭ મો.

## નમોત્થુણંનો.

નમોત્થુણં—નમસ્કાર હો.

અરિહંતાણં—શ્રી અરિહંતદેવને.

ભગવંતાણં—શ્રી ભગવંતજીને.

આઇગરાણં—ધર્મની આદિનાં કરનારને.

તિત્થયરાણં—સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકારૂપી તીર્થનાં સ્થાપનાર.

સયં સંબુદ્ધાણં—પોતાની મેળે બુઝયા છે તેને.

પુરિસોત્તમાણં—પુરૂષમાંહે ઉત્તમ.

પુરિસસિંહાણં—પુરૂષમાં સિંહ સમાન.

પુરિસવર પુંડરિયાણં—પુરૂષમાં પુંડરિક કમળ સમાન અને છત્રસમાન.

પુરિસવર ગંધહત્થીણં—પુરૂષમાં ગંધહસ્તી સમાન.

લોગુત્તમાણં—લોકમાંહે ઉત્તમ.

લોગનાંહાણં—લોકમાં ધર્મરૂપી નાયક.

લોગ હિયાણં—લોકનાં હિતકારી.

લોગ પઈવાણં—લોકને વિષે દિપક સમાન.

લોગ પજ્જોયગરાણં—લોકમાં સૂર્યની પેઠે ઉદ્યોત કરનાર.

અભય દયાણં--અભયદાનનાં દાતાર.

ચખ્ખુ દયાણં--જ્ઞાનરૂપી ચક્ષુનાં દેનાર.

મગ્ગ દયાણું—મોક્ષમાર્ગનાં દેનાર.

સરણ દયાણું—શરણું આપનાર.

જીવ દયાણું—સંયમરૂપી જીવતરનાં દેનાર.

બોહિ દયાણું—સમકિતરૂપી બોધનાં દેનાર.

ધમ્મ દયાણું—ધર્મનાં દેનાર.

ધમ્મ દેસિયાણું—ધર્મ ઉપદેશનાં દેનાર.

ધમ્મ નાયગાણું—ધર્મનાં નાયક.

ધમ્મ સારહિણું—ધર્મરૂપી રથનાં સારથી.

ધમ્મ વર—ધર્મને વિષે પ્રધાન.

ચાઉરંત—ચાર ગતિનો અંત કરનાર.

ચક્કવટીણું—ચક્રવર્તિ સમાન.

દીવો—સંસાર સમુદ્રમાં બેટ સમાન.

તાણું—દુઃખનું નિવારણ કરનાર.

સરણ—આધારભુત.

ગઇ—દેવતા, મનુષ્ય, નારકી અને તિર્યંચ એ ચાર ગતિમાં.

પઈઠા—પડતા જીવને.

અપડિહય—નથી હણાણું એવું.

વર નાણં—પ્રધાન જ્ઞાન.

દંસણં ધરાણં—દર્શનને ધારણ કરનાર.

વિયટ્ટ છઉમાણં--ગયું છે છદમસ્તપણું.

જિણાણં જાવયાણં—રાગ દ્વેષ આદિ અંતરગ શત્રુઓ પર જય કરનાર; અને કરાવનાર.

તિન્નાણં તારયાણં—પોતે તર્યા છે; અને બીજાને તાર્યા છે.

બુદ્ધાણં બોહિયાણં—પોતે તત્વજ્ઞાનથી બુઝયા છે; અને બીજાને બુઝવ્યા છે.

મુત્તાણં મોયગાણં—પોતે અંતર બંધનથી મુકાણા છે; અને બીજાને મુકાવ્યા છે.

સવ્વનુણં સવ્વદરિસિણં—સર્વજ્ઞાની છે; અને સર્વદર્શી છે.

સિવ—ઉપદ્રવ રહિત.

મયલ--અચળ છે.

મરૂય—રોગ રહિત છે.

મણંત--અંત રહિત છે.

મક્ખય--ક્ષય રહિત છે.

મવાબાહ--બાધા-પિડા રહિત છે.

મપુણરાવંતિ--ફરી અવતરવું નથી જેને.

સિદ્ધિ ગઇ--એહવી સિદ્ધ ગતિ.

નામધેયં--જેનું એવું નામ છે.

ઠાણં સંપત્તાણં--એવું સ્થાન પામ્યા છે.

નમો જિણાણં--નમસ્કાર હો એવા શ્રી તીર્થંકર દેવોને.

જીય ભયાણં--સાતે ભયનાં જીતનારને.

---

## સંવાદ નં. ૭ નમોથ્થુણંનો.

સેવકલાલ—પ્રિય બંધુ મોહનલાલ ! આજે ઉજાણીનો દિવસ છે. લોકો સુંદર વસ્ત્રાભુષણો ધારણ કરી, સૃષ્ટિ સૌંદર્ય નિરખવા માટે જંગલ ભણી રવાના થાય છે. રાજ આજ્ઞા પણ એવી જ છે કે, કોઇએ ગામની

અંદર અગ્નિ પ્રગટાવવો નહિં. એટલે ખાનપાનાદિ વ્યવહાર પણ જંગલમાં જ થશે. કેમ ! આજે આપણે આ તકનો લાભ લઇ; આપણી જ્ઞાનચર્ચા આગળ લંબાવીશું ?

મોહનલાલ—સ્નેહી બંધુ ! તમારી માન્યતા સત્ય છે. એ રાજ આજ્ઞામાં ઘણું મહત્વ સમાએલું છે. અતિ તૃષ્ણાનાં ગુલામો એવો નિવૃત્તિ માર્ગ સ્વવશપણે સ્વિકારી શકે નહિં. પ્રવૃત્તિનાં ગર્ભ પ્રદેશમાં જે કુટીલતાની જાજવલ્યમાન હોળી પ્રગટી રહી છે, તે ખરેખર અસહ્ય છે. આવો દાવાનળ જ્યાં સળગી રહ્યો હોય; ત્યાં આવી રીતે થોડી ઘણી શાંતિ પણ, એ વધારે ઉપયોગી વસ્તુ છે. બંધુ ! આ વખતે આપણી જ્ઞાન ચર્ચા જરૂર આપણને વધારે ઉપયોગી થઇ પડશે. ચલાવો ત્યારે.

સેવક૦—કહો ત્યારે, સામાયિક સૂત્રમાં નમોથ્થુણંનો પાઠ કેટલામો છે ? અને તે શા માટે મુકયો છે.

મોહન૦—તે પાઠ ૭ મો છે; અને તે શ્રી અરિ-

હંત દેવ તથા શ્રી સિદ્ધ ભગવંતનાં ગુણગ્રામ ગાવા માટે મુક્યો છે.

સેવક૦—શ્રી અરહિંત દેવ, અને શ્રી સિદ્ધ ભગવંતનાં ગુણગ્રામ કરવાથી આત્માને શું ફાયદો થાય?

મોહન૦—આત્માનો વિકાસ થાય. તેનાં જેવા સદ્દગુણો પોતે કેળવતાં શિખે.

સેવક૦—શ્રીમાન્ અરિહંત દેવનાં હૃદય પ્રદેશમાં કેવા સદ્દગુણોનો વિકાસક્રમ દાખલ થયેલો છે?

મોહન૦—સમસ્ત વિશ્વનાં તમામ જીવ જંતુઓ પર સાચી દયાનો અખૂટઝરો વહેવડાવી, "ચાહવું અને સહેવું" એ જીવન મંત્ર તેઓશ્રીએ સ્વીકારેલો છે. આથી પરિણામે ચાર ઘાતી કર્મોનો ક્ષય કરી તે કેવળજ્ઞાન પામી શકે છે.

સેવક૦—શ્રી સિદ્ધ ભગવંતનાં જીવન ક્રમમાં કયા પ્રકારનાં સદ્દગુણોનો સમાવેશ થાય છે?

મોહન૦—શ્રીમાન્ અરિહંત દેવે નિજ સ્વરૂપમાં રમણ કરવા માટે જે વિકાસક્રમ હસ્તગત કરેલ છે;

તે કરતાં શ્રી સિદ્ધ ભગવંતે એક ડગલું આગળ ભર્યું છે. એટલે તે અજોગી કેવળીપણે મુક્ત દશા ભોગવી રહેલ છે.

સેવક૦—અજોગી કેવળી ગુણસ્થાનકનો નંબર તે ગુણસ્થાનક ક્રમમાં કેટલામો આવે છે?

મોહન૦—તેનો નંબર ૧૪ ચૌદમો આવે છે.

સેવક૦—શ્રીમાન્ અરિહંત દેવનાં ગુણસ્થાનકનો નંબર કેટલામો છે? અને તેમને કયા શબ્દોથી સંબોધવામાં આવે છે?

મોહન૦—તેમનો નંબર ૧૩ તેરમો છે. અને તેમને "સંજોગી કેવળી" કહેવામાં આવે છે.

સેવક૦—સામાયિક કરતી વખતે નમોથ્થુણંનો પાઠ કેટલી વખત બોલવો જોઇએ? અને તે શા માટે?

મોહન૦—બે વખત બોલવો જોઇએ. કેમકે શ્રી અરિહંતદેવ અને શ્રી સિદ્ધ ભગવંત એમ બંનેના ગુણગ્રામ ગાવાની જરૂર પડે છે.

સેવક૦--બે વખત બોલતી વખતે તે પાઠનાં શબ્દોચ્ચારમાં કાંઇ પણ ફેરફાર કરવાની જરૂર તમોને જણાય છે કે નહિં ?

મોહન૦—બેયની ઋદ્ધિમાં ફેર છે; એટલે તેઓ-નાં ગુણગ્રામમાં પણ ફેર હોવો જ જોઈએ.

સેવક૦—શ્રી સિદ્ધ ભગવંતનાં ગુણગ્રામ માટે જે નમોથ્થુણંનો પાઠ, સામાયિક સૂત્રમાં દૃષ્ટિગોચર થાય છે તે યોગ્ય છે. પણ શ્રી અરિહંત દેવનાં ગુણ-ગ્રામ માટે તે નમોથ્થુણંમાં કયા કયા શબ્દોમાં ફેરફાર કરવાની જરૂર છે ?

મોહન૦—તેના માટે "ઠાણં સંપતાણં" ને બદલે "ઠાણં સંપાવીઓ કામાણં" કહેવું અને પછીનાં શબ્દો બોલવા નહિં.

સેવક૦—બંધુ મોહનલાલ! આજે મને ઘણો સારો લાભ મળ્યો. વીરનું તત્વજ્ઞાન એ ખરેખર એક અમુલ્ય વસ્તુ છે. તમારી મારા પ્રત્યેની ભલી લાગણી

માટે હું તમારો અહેશાન માનું છું. બંધુ ! હાલ તો હવે હું રજા લઇશ. વળી અવકાશે વાત.

મોહન૦--ભાઇ સેવકલાલ ! ઘણી ખુશીથી પધારો. અહેશાનની જરૂર નથી. માત્ર મેં મારી ફરજ બજાવી છે, લ્યો જયવીર.

સેવક૦—જયવીર; ભાઇ, જયવીર.

---

# પાઠ ૮ મો.

## સામાયિક પાળવાની વિધિ.

દ્રવ્ય થકી સાવજ્જ જોગનાં પચ્ચખાણ; ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે; કાળ થકી બે ઘડી ઉપરાંત; ભાવ થકી છ કોટીએ પચ્ચખાણ કર્યાં હતા તે પુરાં થયાં તે પાળું છું.

એહવા નવમા સામાયિક વ્રત્તનાં-

પંચ અઇઆરા—પાંચ અતિચાર

જાણિયવ્વા—જાણવા.

ન સમાયરિયવ્વા–પરંતુ આચરવા નહિં.

તંજહા—તે પ્રમાણે.

તે આલોઉં—તે કહી દેખાડું છું.

મણુ દુપ્પણિહાણે—મન માઠી રીતે પ્રવર્તાવેલું હોય.

વય દુપ્પણિહાણે—વચન માઠી રીતે પ્રવર્તાવેલું હોય.

કાયદુપ્પણિહાણે—કાયા માઠી રીતે પ્રવર્તાવેલી હોય.

સામાયિ યસ્સ—સમતા રૂપ સામાયિકને.

અકરણઆએ—બરાબર કર્યું કે નહિં તેની ખબર ન રહી હોય.

સામાયિ યસ્સસઇ—સામાયિકને.

અણવટ્ઠિયસ્સ કરણઆએ—પુરૂ થયા વિનાં પાળ્યું હોય.

**તસ્સમિચ્છામી** દુક્કડં—તેનું અશુભ ફળ મને નિષ્ફળ થાઓ. સામાયિકને વિષે ૧૦ મનનાં, ૧૦ વચનનાં, અને ૧૨ કાયાનાં એ બત્રિસ દોષ માંહેનો કોઇપણ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.

સામાયિકમાં આહારસંજ્ઞા--કોઇપણ વસ્તુ ખાવાની ઇચ્છા કરી હોય. ભયસંજ્ઞા—કોઇને ભય પમાડેલ હોય. **મૈથુન સંજ્ઞા**—અબ્રહ્મચર્યની ઇચ્છા કરી હોય. **પરિગ્રહ સંજ્ઞા**—પરિગ્રહની જીજ્ઞાસા રાખી હોય. એ ચાર સંજ્ઞા માંહેલી કોઇપણ સંજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.

સામાયિકમાં **સ્ત્રી** કથા, ભત્ત કથા, દેશકથા, અને રાજકથા એ ચાર કથા માંહેલી કોઇપણ કથા કરેલી હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.

**સામાયિક સમકાએણં**--સમાયિકને બરાબર આ કાયાએ.

ફાસિયં—સ્પર્શ એટલે અંગિકાર કર્યું.

પાલિયં—તેવીજ રીતે પાળ્યું.

તિરીયં—તેમજ પાર પણ ઉતાર્યું.

કિત્તિયં—તેનું કિર્તન કર્યું.

સોહિયં—અને શુદ્ધ પણ તેવીજ રીતે કર્યું

આરાહિયં—તેમ તેની આરાધનાં પણ કીધી.

આણાએ આણુંપાલિતા—છતાં પણ વીતરાગ દેવની આજ્ઞા વિરૂદ્ધ ઉલટી રીતે પાળેલ હોય.

ન ભવઈ—તે પ્રમાણે ન વર્તાણું હોય.

તસ્સ મિચ્છામી દુક્કડં—તેનું અશુભ ફળ મને નિષ્ફળ થાઓ. સામાયિક વિધિએ લીધું, વિધિએ પાળ્યું, વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં. સામાયિકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અણાચારનું અજાણતાં જે કાંઇ પાપ લાગ્યું હોય, તો તે તસ્સ મિચ્છામી દુક્કડં. સામાયિકમાં કાનો, માત્ર, મિંડી પદ, અક્ષર, ગાથા, સૂત્ર, ઓછું, અધિકું અને વિપરીત ભણાણું હોય તો તસ્સમિચ્છામી દુક્કડં.

---

## સંવાદ નં. ૮. સામાયિક પાળવાની વિધિનો.

પ્રેમચંદ--પ્રિય બંધુ માણેકચંદ! આજે મહિનાઓ થયા તમે જૈનશાળામાં વિદ્યાભ્યાસ માટે જાઓ છો; છતાં હજી સુધી પણ એક સામાયિક સૂત્ર તમે પુરૂં કર્યું નહિં. વાહ! તમારી બુદ્ધિની બલિહારી છે.

માણેકચંદ--સ્નેહી બંધુ પ્રેમચંદ! સામાયિક સૂત્રમનાં ગર્ભ પ્રદેશમાં, એવું તો ઊંડુ તત્વજ્ઞાન ભરેલું છે કે, તેનું યથાર્થ સ્વરૂપ સમજવા માટે, મહીનાઓ તો શું, પણ વરસોનાં વરસો જોઈએ. કેમકે, એ વિષય ઘણો ગંભીર છે.

પ્રેમ૦—સત્ય છે, થોકડાનાં થોકડાઓ ભણી જવા કરતાં, આ વિષય પરત્વેનું અંતર સ્વરૂપ જો યથાર્થપણે સમજી લેવામાં આવે; અને આત્માનાં નિજ સ્વરૂપની સાથે તેને ઘટાવી, તેની સત્યતાનો પ્રખર પાવર, (Power) જો આત્મિક આંદોલનની સાથે જોડી દેવામાં આવે, તો જરૂર ભવરાશિનો ક્ષય થાય. કહો! એના જેવું સદ્‌ભાગ્ય બીજું કયું હોઇ શકે?

માણેકં૦—વાહ ! તમે પણ મારા વિચારોને મળતા થયા ને શું ?

પ્રેમ૦—ભાઇ ! સત્યમાં બે મત કેમ હોઇ શકે ? પણ બંધુ ! સામાયિક સૂત્રમાં સામાયિક પાળવા માટે-નો કેટલામો પાઠ છે ? અને તે શા માટે મુકયો છે ? તે આપ જાણો છો ?

માણેક૦--જી હા. તે પાઠ આઠમો છે; અને તે સામાયિક કેવી રીતે પાળવું તેની સમજુતી આપવા માટે મુકયો છે.

પ્રેમ૦—સામાયિક કરતી વખતે કયા કયા નિયમો ધ્યાનમાં રાખવા યોગ્ય છે ?

માણેક૦—પ્રથમ જે જગ્યાએ સામાયિક કરવું હોય; તે જગ્યા વિશુદ્ધ, મર્યાદિત, અને બાધા પિડા રહીત હોવી જોઇએ. અધિકરણો ઓછા, ગ્લાનિ રહીત, અને જરૂર પડતા હોય, એ વધારે ઇચ્છવાયોગ્ય છે. અને વાતાવરણુ વધારે અનુકુળ, પુષ્ટિકારક તેમજ

પવિત્ર રાખવા માટે કાળજી રાખવી; એ ઘણું જરૂરનું કામ છે.

પ્રેમ૦—સામાયિક કરતી વખતે ક્રમવાર કયા કયા પાઠનો ઉચ્ચાર કરવાની જરૂર છે?

માણેક૦--નવકાર, તિખ્ખુત્તો, ઇરિયાવહી અને તસ્સઉત્તરીનો પાઠ ભણ્યા પછી, ઇરિયાવહીનો કાઉસગ્ગ કરવો. ત્યાર પછી લોગસ્સનો પાઠ ભણી સામાયિક માટે ગુરૂ મહારાજશ્રીની યા તો મંદીર સ્વામીની આજ્ઞા માગવી; અને ત્યાર પછી સામાયિક આદરવાની વિધિનો પાઠ બોલી, બે નમોથ્થુણં કહેવા.

પ્રેમ૦--સામાયિક પાળતી વખતે પણ તેજ ક્રમ ચાલુ રાખવાનો છે? કે તેમાં કાંઇ ફરક છે?

માણેક૦--ફેર છે. અને તે ફેર માત્ર એ જ છે કે, સામાયિક કરતી વખતે જ્યાં આદરવાની વિધીનો પાઠ બોલવો પડે છે, ત્યાં પાળતી વખતે, તે આદરવાની વિધીનો પાઠ પડતો મુકી, તે જગ્યાએ સામાયિક પાળવાની વિધીનો પાઠ બોલવો.

પ્રેમ૦—સામાયિકની અંદર સંજ્ઞા, વિકથા, અને ચાર પ્રકારનાં દોષોથી આત્માને વિરક્ત રાખવા માટે જે ફરમાન છે, તે સંજ્ઞા વિકથા કેટલી, અને તે કઈ કઈ છે ? તેમજ ચાર પ્રકારનાં જે દોષો બતાવ્યા છે; તેનાં શું શું નામો છે ?

માણેક૦—સંજ્ઞા ચાર, અને વિકથા પણ ચાર છે. આહાર, ભય, મૈથુન, અને પરિગ્રહ એ ચાર સંજ્ઞા અને સ્ત્રીકથા, રાજ કથા, ભત્ત કથા, અને દેશ કથા એ ચાર કથા છે. તેમજ જે ચાર પ્રકારનાં દોષો બતાવ્યા, તે અનુક્રમે અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અને અણાચાર એ તેનાં નામો છે.

પ્રેમ૦—સામાયિકની અંદર મન, વચન, અને કાયાનો જે યોગ સ્વિકારવામાં આવ્યો છે; તે ૧ યોગ કેટલા દોષ રહિત હોવો જોઇએ.

માણેક૦—૧૦ મનનાં, ૧૦ વચનનાં, અને ૧૨ કાયાનાં એમ ૩૨ દોષ રહિત તે યોગ હોવો જોઇએ.

પ્રેમ૦—બંધુ માણેકચંદ ! તમારી જૈન શાળામાં સારૂં જ્ઞાન અપાય છે. મને મારી ભુલ માટે ક્ષમા કરશો. પ્રથમ મેં તમારી ટીકા કરી એ મેં ઘણું અયોગ્ય કર્યું છે.

માણેક૦—બંધુ પ્રેમચંદ ! ફિકર નહિં. ભુલને ભુલ તરીકે સ્વિકારી લેવી, એ પણ એક આદર્શ જ્ઞાન છે. આવું જ્ઞાન પુસ્તકોનાં પાનાઓ ફેરવવાથી ન જ મળી શકે. લ્યો જયજીનેંન્દ્ર.

પ્રેમ૦—જયજીનેંન્દ્ર ! ભાઇ, જયજીનેંન્દ્ર.



# તૈયાર છે.



જ્ઞાન ભંડાર ભા. ૧લો—સામાયિક, પ્રતિક્રમણ છકાય, નવતત્વ, લઘુદંડક, ગતાગત, ગુણસ્થાનક, મોટો બાસઠીઓ, કર્મપ્રકૃતિ, અઠાણુંબોલ, જીનાંતરા, છઆરાનાં બોલ, ભક્તામર, કલ્યાણમંદીર, અધ્યયનો વિ. થી ભરપુર, પાકું પુઠું, સુંદર કાગળ છતાં કિ. રૂા. ૧—૮—૦

જ્ઞાનસાગર (આ. ૫ મી.)—આમાં જ્ઞાનભંડારની માફક દરેક વિષયો ઉપરાંત, રત્નાકર પચ્ચિસી, અને આત્મ સિદ્ધી શાસ્ત્રનો, અસહકારક રીતે સમાવેશ કરવામાં આવ્યો છે. છતાં કિ. રૂા. ૧—૮—૦ પાકું પુંઠું.

સુહાસિની—એક આદર્શ સ્ત્રી રત્ન, કેવું મહાભારત કામ કરી, પોતાનાં ચારિત્રને ખિલવી શકે છે, તે બંગાળી પુસ્તકનું ગુજરાતિમાં ભાષાંતર કિ. ૦—૩—૦

**હૈમવતિ**—એક આદર્શ માતા પોતાની પ્રજાને કેવી રીતે સદ્‌ગુણી બનાવી, એક દેવી તરીકે પુજાય છે; તે બંગાળી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર. કીં. ૦-૩-૦

**ઇંદુમતિ**—એક આદર્શ કન્યા, નિર્દોષતાથી કેવી રીતે વડિલોની કૃપા સંપાદન કરી, નિરાધાર જેવી સ્થિતીમાં પણ ઘરનો તમામ કારભાર પોતાનાં માથે લઇ સહીસલામત પાર ઉતરે છે; તે બંગાળી પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર. કિ. ૦-૩-૦

**સ્વર્ગજયંતિ ભા. ૧ લો.**—ગૃહસ્થાશ્રમનાં દરેક નિયમો આધ્યાત્મિક દ્રષ્ટિએ ઉકેલી લેખકે આ પુસ્તકમાં ઘણો સારો પરિશ્રમ ઉઠાવેલ છે. પાકું પુઠું કિ. ૧-૮-૦

**વૈરાગ્યશતક પૂર્વાર્દ્ધ**—પ્રસિદ્ધ લેખક મુનિ મહારાજ શ્રી વિનયચંદ્રજી સ્વામીએ ઘણીજ સુંદર શૈલીમાં વૈરાગ્યથી ભરપુર આ ગ્રંથ લખેલો છે. પાકું પુઠું સુંદર કાગળ અને સુંદર લખાણ છતાં કિં. ૨-૮-૦

**વૈરાગ્યશતક ઉત્તરાર્દ્ધ**—આ ગ્રંથ પણ તેજ મુનિ મહારાજશ્રીએ લખેલો છે. તે પણ પુર્વાર્દ્ધની માફક ઘણોજ ઉપયોગી છે. પાકું પુઠું, સુંદર કાગળ કીમત રૂા. ૨-૮-૦

**સુવર્ણપુરનાં રાજકુમારો**-આ પણ તેજ મુનિ મહારાજશ્રીની પ્રસાદી છે. નવકારમંત્ર આત્માને કેટલો હિતપ્રદ છે તે પંચ પરમેષ્ટિનું સ્વરૂપ આબેહુબ તેઓશ્રીએ બતાવી આપેલ છે પાકું પુઠું કિં. ૨-૦-૦

**તત્વસંગ્રહ**--ઘેલાભાઈ પ્રાણલાલ શાહ-કલોલ તરફથી આ માર્ગદર્શક પુસ્તક જન અનુયાયીઓનાં ભાગ્યોદયે બહાર પડેલ છે. કિ. ૦-૬-૦

**પ્રશ્નોત્તર**—આ પુસ્તક જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય-કલોલ તરફથી બહાર પડેલ છે. જેમાં તત્વજ્ઞાનથી ભરપુર ઘણાં સાદા અને સરળ પ્રશ્નોતર દાખલ કરવામાં આવ્યા છે. કિં. ૦-૨-૦

**માર્ગાનુસારીનાં બોલનું સ્વરૂપ ભા. ૧ લો.**-આ પણ તેજ સંસ્થાએ બહાર પાડેલ છે. કિ. ૦-૧-૦

વિગેરે સ્વકૃત અને અન્યકૃત ઉત્તમ પુસ્તકોનો જથો અમારે ત્યાં તૈયાર રહે છે. બહારગામનાં આર્ડર ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. દરેક માલ અમો વી. પી. થી જ રવાના કરીએ છીએ. લખો:-



---

# વિજ્ઞપ્તિ.

સત્ય તત્વ અને સત્ય જ્ઞાનનો ઉભય સંયોગ કોઇ વિશુદ્ધ પ્રણામી જીવને વિદ્યુત ચમત્કાર જેવો ભાસમાન થાય છે પરંતુ જ્યારે રાગદ્વેષની પ્રવૃત્તિનો ઉદય સંયોગ વચ્ચે ભિન્નતા રાક્ષસી પ્રવેશ કરે છે ત્યારે સત્યનું ખુન થાય છે અને અસત્યનો બચાવ થાય છે. આવા કટાકટીના સમયે પણ જેઓને સત્ય વસ્તુની જરૂર હોય તેઓએ અવશ્ય—

## રાગદ્વેષનાં યજ્ઞકુંડમાં ભારતી સંતાનોનું બલીદાન

એ પુસ્તક જરૂર વાંચવું.

કિ. ૦-૩-૦ સો પ્રતના રૂા. ૧૭) સત્તર.

લખોઃ—

મંગળજી હરજીવન ચીતલીયા

જૈન બુકસેલર

માંગરોળ બંદર-( કાઠીઆવાડ )

# મંગળજી હરજીવન ચિતલીઆકૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| * સત્ય પ્રકાશ ભા. ૧ | કિ. | ૦-૮-૦ |
| * સત્ય પ્રકાશ ભા. ૨ | ,, | ૦-૮-૦ |
| રાગદ્વેષનું સ્વરૂપ | ,, | ૦-૩-૦ |
| વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૧ | ,, | ૧-૦-૦ |
| વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૨ | ,, | ૧-૦-૦ |
| સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહીત | ,, | ૦-૧-૯ |
| આવૃતી ૧ લી પ્રત ૨૦૦૦ | | |
| આવૃતી ૨ જી પ્રત ૨૦૦૦ | | |
| આવૃતી ૩ જી પ્રત ૨૦૦૦ | | |
| આવૃતી ૪ થી પ્રત ૨૦૦૦ | | |
| પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત. | ,, | ૦-૬-૦ |
| આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦ | | |
| આવૃતી ૨ જી પ્રત ૧૦૦૦ | | |
| આવૃતી ૩ જી પ્રત ૨૦૦૦ | | |
| આવૃતી ૪ થી પ્રત ૨૦૦૦ | | |
| સામાયિક સૂત્ર અર્થ વગરનું | ,, | ૦-૦-૯ |
| પ્રતિક્રમણ સૂત્ર અર્થ વગરનું | ,, | ૦-૪-૦ |
| ૬ કાયનું સ્વરૂપ વિવેચન તથા સંવાદો સાથે | ,, | ૦-૨-૦ |
| * મનહર માળા | ,, | અમુલ્ય |

* આ નિશાનીવાળા પુસ્તકો સિલીકમાં નથી.

આટલું તો જરૂર વાંચજો

કે

જે સંસ્થાની તમે જરૂરત ધારતા હતા

તે

તા. ૧ માર્ચ ૧૯૨૮

થી

સ્થાપિત થઈ ચૂકી છે.

તેનાં સર્વોત્તમ

# પુસ્તકો

સર્વત્ર વખણાઈ ચૂકયાં છે

વાર્ષિક મેમ્બર ફી પો. ખ. સાથે માત્ર રૂા. ૫)

પ્રકાશકોને પ્રકાશનનો પ્રબંધ કરી આપવામાં આવે છે.

વિશેષ માટે પૂછો યા મળોઃ—

શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય–કલોલ.